# लोकसंगीत

(संगीत लिपि सहित)



संपादक.

**नारायण मोरेश्वर खरे**

मंत्री–राष्ट्रीय संगीत मंडळ

अमदावाद

# અનુક્રમણિકા

## રાસ અને ગરબીઓ

# પ્રસ્તાવના

લોકસંગીત સંગ્રહીત કરવાનો આ પહેલવહેલો અને નાનકડો પ્રયત્ન છે, પણ એક વિશાળ ક્ષેત્રની આ શરૂઆત છે. પહાડ ચઢીને શિખર ઉપર પહોંચ્યા પછી જેમ પેલી પારની મોટી દુનિયા નજરે પડે છે, તેમ આ પ્રયત્ન એક જૂની સૃષ્ટિનું નવીન દર્શન કરાવશે. હાલની હીલચાલને અંગે આખા દેશમાં અને તે જ પ્રમાણે ગુજરાતમાં જે અસ્મિતા જાગૃત થઈ છે તે વિવિધ ક્ષેત્રોમાં આત્મપરિચય કરવાનો પ્રયત્ન કરી રહી છે ઇતિહાસની પરંપરા, સામાજિક જીવન, ધાર્મિક વિચાર, સાહિત્ય, કળા, સંગીત વગેરે દરેક ભૂમિભાગમાં ગુજરાતની વિશિષ્ટતા શી છે, ભારતવર્ષની સંસ્કૃતિમાં ગુજરાતનો ફાળો ક્યો છે, ભવિષ્યની સૃષ્ટિમાં ગુજરાત શો ભાગ ભજવી શકે, વગેરે અનેક પ્રશ્નો ગુજરાતના હૃદયમાં સ્ફુરી રહ્યા છે ગુજરાતની સંસ્કૃતિ જેવી કંઈક વસ્તુ છે, હોવી જોઈએ, હોય જ, એવા એવા વિચારો અને આકાંક્ષાઓ હૃદયમાં ઉત્પન્ન થાય છે પણ તે ક્યાં છે અને ક્યાં જડી શકે છે તેની પીછાણ હજુ પૂરી થઈ નથી પ્રસ્તુત જેવા પ્રયત્નો એ દિશામાં ખૂબ મદદગાર થશે એવો વિશ્વાસ છે

લોકસાહિત્ય સંગ્રહીત કરવાના આપણા જાહેરજીવનના દરબાર-માં લોકસાહિત્યને સ્થાન આપવાના પ્રયત્નો થવા લાગ્યા છે લોક-સાહિત્યની ઉત્પત્તિ, તેનું વૈશિષ્ટ્ય, તેના ગુણદોષ, તેના વૃદ્ધિક્ષય વગેરે મીમાંસા કરવાની ઇચ્છા અંકુરિત થએલી દેખાય છે. હવે

લોકસંગીતનું અધ્યયન કરવાનો, તેની કદર કરવાનો સમય આવી પહોંચ્યો છે જીવનકલહ અને હરિફાઈનું ઝેરી વાતાવરણ જ્યાં પહોંચ્યું નથી ત્યાં આજે પણ લોકસંગીતનો જમાનો ગયો નથી સ્વાભાવિક રીતે જ ત્યાં તે ફૂલી રહ્યું છે પણ જમાનો જ એવો આવ્યો છે કે સમાજના અમીર અને ગરીબ, શહેરી અને ગ્રામીણ, કેળવાયેલા અને અભણ, એવા કકડા પડી ગયા છે તેથી અભણ ગણાતા વર્ગને નવા સંસ્કારો મળતા નથી, અને પોતાને સુશિક્ષિત માનનાર વર્ગને આપણા રાષ્ટ્રીય જીવનના જૂના વારસાથી વંચિત રહેવું પડે છે એટલે સહેજ નવી ઢબે જૂના સંસ્કારો અને જૂનો વારસો સજીવન અને સતેજ કરવાની જરૂર જણાય છે

આ પુસ્તકમાં **લોકકાવ્ય** એકત્રિત કરવાનો વિચાર નથી જ **લોકસંગીત** એ જ એનો મુખ્ય વિષય છે પણ લોકસંગીતને લોકકાવ્યથી જુદું પાડવું લગભગ અશક્ય છે લોકકાવ્યની વિશિષ્ટ ભાષા, તે ભાષાની નિર્વ્યાજતા, તાલબદ્ધતા અને અલ્પાક્ષરતા, એની અંદર પણ સંગીતનું સૂક્ષ્મ અને અસ્પષ્ટ તત્ત્વ રહેલું છે જ તેથી લોકકાવ્યના ભાવપૂર્ણ, કાવ્યમય અને લોકપ્રિય નમુનાઓ લઈને તેનું સંગીત કેવું છે એનું જ અહીં દર્શન કરાવ્યું છે

મેક્સિકો, પેરૂ, ઈજીપ્ત, અથવા મધ્ય એશિયાની પ્રાચીન સંસ્કૃતિ જેમ મરી ગઈ છે તેમ હિંદુસ્તાનની સંસ્કૃતિ મરી ગઈ નથી તે આજે પણ જીવે છે એટલે આજે પણ નવા નવા લોકગીતો રચાય છે અને લોકસંગીતના ઢાળમાં ગવાય છે

લોકસંગીત એટલે જૂનું જ સંગીત એવો અર્થ નથી સમાજ-હૃદયની નિર્વ્યાજતા, લોકહૃદયની સરલતા અને મૌલિકતા જેની અંદરથી વ્યક્ત થાય, સંસ્કારી હોવા છતાં જેની મુગ્ધતા કાયમ રહે, તે જ લોક-સંગીત, તે જ લોકકાવ્ય માત્ર લોકસંગીત કે લોકકાવ્યની કસોટી કાળે કરીને જ થાય છે શિષ્ટ સાહિત્ય કે શાસ્ત્રીય સંગીતમાં પ્રવીણ લોકોનો

નિર્ણય બસ થાય છે અમુક મંડળે માન્યતા આપી એટલે સાહિત્ય કે સંગીત તરત જ શિષ્ટ ગણાય છે પણ લોકસંગીતના પરીક્ષકો અસંખ્યાત મુગ્ધ હૃદયો જ છે નાના બાળકો જેમ પોતાની વૃત્તિને જ વફાદાર રહે છે તેમ જનહૃદય પણ પોતાની અભિરુચિને જ વફાદાર રહે છે એ અભિરુચિ જ્યારે પસંદ કરે ત્યારે જ અમુક સાહિત્ય કે સંગીત 'લૌકિક' પદવીએ પહોંચે છે સમાજમાં જ્યારે ભારે ક્રાંતિ ચાલતી હોય છે, સંખ્યાબંધ લોકોના હૃદયમાં એક જ પ્રાણવાન પ્રેરણાની ઊર્મિઓ ઊઠે છે, ત્યારે લોકહૃદયમાંથી નવું નવું લોકસંગીત પ્રકટ થાય છે અને કશા આધુનિક સાધન વિના પણ લોકમાન્ય કાવ્યોનો અને રાગોનો દેશવ્યાપી પ્રચાર થાય છે

આ કસોટી જો સાચી હોય તો લોકસાહિત્યમાં જૂનું અને નવું એવો ભેદ કરવાની જરૂર નથી જૂનું સાહિત્ય ભગવાન કાળની ચાળણીમાંથી ચળાઈને આવેલું હોય છે અને તેથી તેની 'લૌકિકતા' સ્વતસિદ્ધ હોય છે લાંબા વપરાશને લીધે જૂનાને લૌકિક છતાં અલૌકિક ઓપ આવેલો હોય છે નવા લોકગીતોમાં તેમ નથી હોતું, છતાં સહૃદય વ્યક્તિ અથવા લોકહૃદય નવામાં પણ સાચું લોકગીત અથવા લોકરાગ સહેલાઈથી પારખી શકે છે

લોકગીતો વિવિધ હોય છે, અને એ વિવિધતા લોકજીવનની વિવિધતા ઉપર આધાર રાખે છે ગરબા, રાસડા, ભજનો, વધામણી વગેરે પ્રકારો આપણા જૂના લોકજીવનના અંગોનું સૂચન કરે છે. નવા જીવનના નવા પ્રકારો માટે નવું જ વર્ગીકરણ થઈ જવાનું. આજનો કાળ સંક્રમણનો છે આ યુગસંધિને સમયે આપણી દૃષ્ટિ ઉભયત હોવી જોઈએ જૂનામાં પણ અધ્યયન કરીએ, નવાનું પણ સૂચન કરીએ

જે નિયમ સાહિત્યને માટે તે જ સંગીતને માટે આપણું જીવન સમૃદ્ધ થતાં આપણે કાફી, કવાલી, ગઝલ, અભંગ, વગેરે નવા પ્રકારો

ગુજરાતી ભાષામા દાખલ કરેલા છે તે જ પ્રકારે 'જનગણમનઅધિ-નાયક', 'નહિ રમની' વગેરે ઢાળો પણ ગુજરાતીમા આવવા લાગ્યા છે

શાસ્ત્રીય સગીતનો પ્રચાર પ્રયત્નપૂર્વક થાય છે શાસ્ત્રીય સગીતમા ઉચ્ચમા ઉચ્ચ સંસ્કારિતા હોય છે રાષ્ટ્રીય આચાર્યોએ વિચારપૂર્વક નક્કી કરેલા આદર્શો ધ્યાનમા રાખી તે રચેલુ હોય છે તેમા દીર્ઘદૃષ્ટિ અને સૂક્ષ્મ શક્તિ રહેલી હોય છે લોકસગીતનુ તેવુ નથી લોકસગીત પોતાની સ્વાભાવિક મનોહરતાને લીધે જ પ્રચાર પામે છે અત્યત સસ્કારી લોકો પણ લોકગીતો પાછળ ગાડા બની શકે છે ઉદ્યાનલતા કરતા ચઢિયાતી વનલતા ઘણીવાર નજરે પડે છે સસ્કારી દુષ્યત મૃગશાવ સાથે ઉછરેલી શકુતલાને પોતાના કુળની પ્રતિષ્ઠા બનાવવા તૈયાર થઈ જાય છે, અને વ્યાસ જેવા ઋષિકવિ અને કાલિદાસ જેવા રાજકવિ તેના વખાણ કરતા થાકતા જ નથી લોકસગીતની પણ આવી પ્રતિષ્ઠા છે શાસ્ત્રીય સગીતમા પોતાની શાસ્ત્રનુ એટલુ બધુ ભાન હોય છે કે ગાવાની ચીજનો શો અર્થ છે, એમા કયો રસ છે, એના વિભાગ કેવા છે વગેરે બાબતમા તે બેદરકાર રહી શકે છે અને ઘણીવાર રહે છે પણ ખરુ લોકસગીત હૃદયના ઉદ્ગાર સાથે જ વહેતુ હોવાથી તે અત્યત ભાવવાહી હોય છે, અને લોકસગીત હમેશા પોતાના લોકકાવ્ય સાથે સમરસ હોય છે જે ભાવ, વિભાવ કે રસ કાવ્યનો તે જ સગીતનો, આવી રીતે પરસ્પર પોષકતા સાધેલી હોવાથી લોકકાવ્યની મન્ત્ર જેવી હૃદય પર અસર થાય છે.

આ જ કારણે લોકકાવ્યમા એકવાર જે ઢાળ નક્કી કરેલો હોય છે તે બદલવાને લોકહૃદય તૈયાર નથી હોતુ જેમ શરીર અને આત્મા જુદા પડતા દુભાય છે, તેમ લોકસગીત અને લોકકાવ્ય પોતાના મેળ છોડતા અકળાય છે નવા પ્રયોગો કરવા હોય તો નવા ગીતો લો,

પણ જે ગીતે જે કલેવર શોધ્યું તે જ તેનું કાયમનું આપણી કલ્પના પ્રમાણે જેમ જન્માન્તર કર્યે બીજું ખોળિયું લઇ શકાય છે, તેમ લોકગીતો સ્થાનાન્તર કરી પોતાને માટે નવું સંગીત લેતા આવ્યા છે એ વાત જુદી અને તેમા પણ ઔચિત્ય તો છે જ દરેક પ્રદેશ પોતાના સ્વભાવ પ્રમાણે, પોતાની અભિરુચિ પ્રમાણે અને પોતાની પરંપરા પ્રમાણે તે તે ગીતો તરફ જોવાનો

લોકસંગીતના મોટામા મોટી વિશિષ્ટતા તે તેની અંદર રહેલો તાલ છે કાવ્ય ભાષા, શૈલી અને સંગીતમા જેટલી ભાવવાહકતા છે તેટલી જ અથવા તેથીય વધારે ભાવવાહકતા તાલોમા હોય છે એ વાત લોકહૃદય અનાયાસે ઓળખેલી હોય છે, કારણકે નિર્વ્યાજ લોકહૃદય જ્યારે ભાવાવેશમા આવે છે અથવા ઉત્તેજિત થાય છે ત્યારે તે પ્રગટ કરવાને એકલા ભાષા અને સ્વર તેને બસ નથી થતા હાથ, પગ, નેત્ર, વાણી—ટુકમા કહીએ તો શરીર, મન અને હૃદય બધા જ નાચવા માડે છે તેથી લોકગીતોનો તાલ પોતાની મેળે જ બંધાઈ જાય છે અને તેનો ઉન્માદ ચઢતા જ તેમાથી નૃત્ય પોતાની મેળે પ્રગટી નીકળે છે

નૃત્ય એટલે એકલી કસરત નથી કસરત કર્યે માણસ થાકી જાય છે પણ ભાવનાપ્રવાહમા જ્યારે તાલબદ્ધ નૃત્ય ચાલે છે ત્યારે શરીરના દરેક અવયવ અને સંધિને ઉત્તેજના મળે છે નૃત્યની આ વિશેષ ખૂબી અને તેની આ બહુવિધ શક્તિ તરફ ધ્યાન જવાની ખૂબ આવશ્યકતા છે

સમાજની સ્વાભાવિક સ્થિતિમા આવા લોકસંગીતનો પ્રચાર પવનના પ્રવાહની પેઠે થાય છે તેને માટે પ્રયાસ કરવાનો ખ્યાલ જૂના લોકોને હસવા જેવો લાગતો ગામડાની ડોશીને એની વાત કરો તો તે હસીને કહેશે, 'એમા તે વળી શું શીખવા જેવું હશે? અમે ક્યા આ બધું શીખવા ગયા હતા? એ તો બધું પોતાની મેળે

જ આવડી જાય છે. સાચી છે, દાદીમા! તમારી વાત સાવ સાચી છે. પણ અમે તેવા રહ્યા નથી. અમે અમારા વારસાથી વિખૂટા પડ્યા છીએ. તમારી અવશેષ રહેલી આવરદા સાથે જ આ જૂનો વારસો પણ નામશેષ થશે એવી બીક અમારા મનમાં પેસી ગઈ છે. તમારી પાસે આવીને આ બધો જૂનો ભંડાર લેનારા બાળકો અને બહેનો બહુ ઓછાં છે, નથી જ એમ કહીએ તો પણ ચાલે. એટલે આપઘાત ન થાય એટલા માટે જ આ તમારા સંગીતને અમે અક્ષરદેહ આપવા માગીએ છીએ.

સંગીતના રક્ષણને માટે સ્વરલેખન પદ્ધતિ પર્યાપ્ત છે કે નહિ એ વિષે ઘણીવાર ચર્ચા થાય છે. પણ યુરોપના અનુભવ અને આપણો પણ તેથીયે પ્રાચીન અનુભવ સાક્ષી પૂરે છે કે સ્વરલેખનથી સંગીતની રક્ષા થાય છે, એટલું જ નહિ પણ સ્ખલન અને પ્રમાદમાંથી પણ તે આપણને બચાવે છે. એટલા માટે જ અહીં આપેલાં લોકગીતોનાં લોકમાન્ય સંગીત યથાતથ સાંભળી તેનું અહીં યથાસ્થિત અંકન કરવામાં આવેલું છે. આજે આથી વાચકસંગીતના સંરક્ષણનો જ ઉદ્દેશ સરશે, પણ જ્યારે ગુજરાતમાં સંગીતનો રસ વધશે, ઠેકઠેકાણે સંગીત મંડળો સ્થપાશે, અને સંગીતની સાધના વધશે, ત્યારે આ સ્વરલેખનથી સંગીતના પ્રચારનું પણ કામ સહેલાઈથી આ જ કાર્ય દ્વારા થઈ જશે.

ગુજરાતની વિશિષ્ટ સંસ્કૃતિના અધ્યયન ઉપાસના અને પૂજન કરવા માગનાર ગુર્જરીના સુપુત્રોને આ નવીન પ્રયત્ન લાભદાયક અને પ્રેરક નીવડો એ જ પ્રાર્થના.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

---

# નિવેદન

સંગીતમાં માર્ગી અને દેશી એ બે પ્રકાર પુરાતન કાળથી ચાલ્યા આવે છે. આપણો દેશ અનેક પ્રકારના વૈશિષ્ટ્યથી ભરપૂર છે. તેથી જુદા જુદા પ્રાંતનું દેશી સંગીત જુદું જુદું છે. હિંદુસ્તાનમાં સાધારણ રીતે ઉત્તરની અને દક્ષિણની એમ બે સંગીતપદ્ધતિઓ પ્રચલિત છે, પણ આ ભેદ શાસ્ત્રીય સંગીતની દૃષ્ટિએ છે. પ્રાંત પ્રાંતના દેશી સંગીતનું વૈશિષ્ટ્ય એમાં આવતું નથી. ગુજરાતનું દેશી સંગીત એ શાસ્ત્રીય દૃષ્ટિએ ઉત્તર હિંદુસ્તાનની પદ્ધતિમાં જ આવે છે.

ગુજરાતમાં દેશી સંગીતના જે ઢાળો પ્રાચીન કાળથી ચાલતા આવ્યા છે તેમાંથી કેટલાક મુખ્ય ઢાળોનો આ નાનકડો સંગ્રહ છે. તેમાં મુખ્યત્વે કરીને રાસ, ગરબીઓ, ભજનો વગેરે આવે છે. ઢાળ અને શબ્દ એ બંને બનતા સુધી જૂના જ રાખવામાં આવ્યા છે. માત્ર કેટલેક ઠેકાણે ખાસ સંજોગોને લઈને જૂના ઢાળના નવા પદો મૂક્યા છે.

આ પુસ્તકમાં વાપરેલી સ્વરલેખન પદ્ધતિ મુંબઈના ગાંધર્વ મહાવિદ્યાલયના આચાર્ય અને અમારા ગુરુવર્ય ગાયનાચાર્ય પં. વિષ્ણુ દિગંબરની યોજેલી છે. ગુજરાતના દેશી ઢાળો સ્વરલેખન પદ્ધતિમાં લખવા માટે મને પહેલું ઉત્તેજન પણ તેમના તરફથી મળ્યું હતું. વળી એમણે સ્વરલેખન માટે બીબાં પાડવાના ખોખાં આપી તેને

ઢાળવાનું કામ સફળ કરી આપ્યું હતું આ બધા માટે તેમનો જેટલો આભાર માનુ તેટલો ઓછો છે

આ પુસ્તક રચવામા જે જે મિત્રોની સહાયતા મને મળી છે તેમનો પણ હુ અહી ઉપકાર માનુ છુ ભાવનગર દક્ષિણામૂર્તિ વિદ્યાલયવાળા શ્રી ગિજુભાઈ તથા તેમના ભત્રીજી માણીબહેન તેમના હસ્તલિખિત સગ્રહનો લાભ મને આપ્યો છે શ્રી કાકાસાહેબ કાલેલકરે શરૂઆતથી જ આ કામમા રસ લઈ છેવટે પ્રસ્તાવના લખી આપવાની તસ્દી લીધી છે સ્વરલેખનના બીબા પાડવામા નવજીવન મુદ્રણાલયના કાર્યકર્તાઓએ ઘણી મહેનત લીધી છે આ બધા મિત્રો તથા બીજા જે જે ભાઈઓએ મને આ કામમા મદદ કરી છે તેમનો હુ ઉપકાર માનુ છુ

ઉપર જણાવ્યા મુજબ મે પુસ્તક ભાગે નવા પદોનો પણ ઉપયોગ કર્યો છે, તેમના કર્તાઓનો પણ અત્રે આભાર માનવો ઘટે ખાસ કરીને કવિશ્રી નાનાલાલના નામ અને ગરબીઓનો વિશેષ ઉપયોગ કર્યો છે અમારા નમ્ર મત પ્રમાણે ગુજરાતના જૂના દેશી સગીતના આત્માને નવા ખોળિયામા અવતારનારાઓમા કવિશ્રીનુ સ્થાન ઊંચુ છે એમનો પણ આભાર માનવાની હુ આ તક લઉ છુ

ના. મો. ખરે

# સ્વરલેખનની સમજૂતી

(૧) સંગીતમાં મન્દ્ર, મધ્ય અને તાર એમ ત્રણ સપ્તકો છે. દરેક સપ્તકમાં સા, રે, ગ, મ, પ, ધ, ની એ સાત સ્વરો છે. સપ્તકોને અનુક્રમે ચડતા ખાનાઓમાં મૂક્યા છે અને દરેક સપ્તકના સ્વરો તે તે ખાનામાં લખ્યા છે. જેમકે

| | | | |
|---|---|---|---|
| તાર | | | सा रे ग म प ध नी |
| મધ્ય | | सा रे ग म प ध नी | |
| મન્દ્ર | सा रे ग म प ध नी | | |

(૨) કોમલ, તીવ્ર વગેરે સ્વરો માટે નીચે પ્રમાણે નિશાનીઓ છેઃ—

▼ કોમલ

▼ અતિ કોમલ

▲ તીવ્રતર

▲ તીવ્રતમ

◆ શુદ્ધ

# લયનાં ચિહ્નો

## ચતસ્ત્ર પ્રકાર

| | | | | |
|---|---|---|---|---|
| स | ૪ | માત્રા | — | ચતસ્ત્ર |
| स | ૨ | ,, | — | ગુરુ |
| स | 1 | ,, | — | લઘુ |
| स | ૦॥ | ,, | — | દ્રુત |
| स | ૦। | ,, | — | અણુદ્રુત |
| स | ૧/૮ | ,, | — | અણુઅણુદ્રુત |
| स | ૧/૧૬ | ,, | — | અણુઅણુઅણુદ્રુત |

## તિસ્ત્ર પ્રકાર

| | | | | |
|---|---|---|---|---|
| स | ૪/૩ | માત્રા | — | તિસ્ત્ર |
| स | ૨/૩ | ,, | — | ગુરુ |
| स | ૧/૩ | ,, | — | લઘુ |
| स | ૧/૬ | ,, | — | દ્રુત |
| स | ૧/૧૨ | ,, | — | અણુદ્રુત |

ટીપ એક માત્રાના ૨, ૪, ૮, ૧૬ વગેરે ભાગ થતા હોય તે ચતસ્ત્ર પ્રકાર કહેવાય, અને ૩, ૬, ૧૨ વગેરે ભાગ થતા હોય તે તિસ્ત્ર પ્રકાર કહેવાય દાખલા તરીકે स रि ग म प ध नि सं એ ચતસ્ત્ર પ્રકાર છે અને स रि ग म प ध नि सं એ તિસ્ત્ર પ્રકાર છે ચતસ્ત્ર જાતિની એક માત્રામા ૨, ૪ ૮ વગેરે સ્વરો આવશે. તિસ્ત્રમા ૩ ૬, ૧૨ વગેરે સ્વરો આવશે

(૪) **વિશ્રાંતિ અને ઉચ્ચારણનાં ચિહ્નો:** માત્રાની કોઇ પણ નિશાનીને । આવી ઉભી લીટી જોડવાથી તે ચિહ્ન વિશ્રાન્તિનું થાય છે, એટલે તેટલી માત્રા ત્યાં વિશ્રાન્તિ છે એમ સમજવું જેમકે ✕ એટલે ૪ માત્રાની વિશ્રાન્તિ Ƭ એટલે બે માત્રાની વિશ્રાન્તિ, ዋ એટલે અર્ધી માત્રાની વિશ્રાન્તિ ૪'૦

માત્રાની નિશાનીને ⊥ આવું ચિહ્ન જોડવાથી ઉચ્ચારણનું ચિહ્ન થાય છે ઉચ્ચારણનો અર્થ એ કે તે સ્વર તેટલી માત્રા સુધી વધારે લંબાવવો જેમ- I એટલે ૨ માત્રાનું ઉચ્ચારણ, ♀ એટલે ૦॥ માત્રાનું ઉચ્ચારણ

વિશ્રાન્તિ અને ઉચ્ચારણના ચિહ્નો સ્વરની પછી આવે છે જેમકે स̽ Ƭ એટલે स ની ૪ માત્રા અને વિશ્રાન્તિની ૨ માત્રા મળીને ૬ માત્રા થઇ स̽ I અહિ ઉપર પ્રમાણે स નું ૬ માત્રાનું ઉચ્ચારણ કરવું

(૫) કોઇ પણ સ્વરની આગળ આ • આવું મીંડું હોય તો તે સ્વરની જેટલી મૂળ માત્રા હોય તેના કરતાં દોઢી માત્રા લેવી જેમકે

स • = सा ની ૩ માત્રા ( ૨ × ૧॥ )

स̥ • = सा ની ૦॥॥ માત્રા ( ૦॥ × ૧॥ )

स̆ • = सा ની $\frac{3}{8}$ માત્રા ( $\frac{1}{4}$ × $\frac{3}{2}$ )

स̰ • = सा ની ૦॥ માત્રા ( $\frac{1}{3}$ × $\frac{3}{2}$ )

(૬) કોઇ પણ ભજનમાં તાલનું એક આવર્ત પૂરૂં થાય છે ત્યારે એક ઉભી લીટી મૂકવામાં આવે છે તેને 'બાર' કહે છે જેમકે

## ( બાર )

| |
|---|
| તાર |
| મધ્ય |
| મન્દ્ર |

કોઈ ચીજની આસ્તાઇ એટલે ટેક પૂરી થાય છે ત્યારે બે 'બાર' મૂકાય છે જેમકે

| |
|---|
| તાર |
| મધ્ય |
| મન્દ્ર |

અંતરા એટલે કડી જ્યારે પુરી થાય છે ત્યારે ત્રણ 'બાર' મૂકાય છે, જેમકે

| |
|---|
| તાર |
| મધ્ય |
| મન્દ્ર |

(૭) આ પુસ્તકમા જે તાલ વાપર્યા છે, તેમા સમ, તાલી અને ખાલી વિભાગો બતાવવા માટ અનુક્રમે ૧, ૨, ૩ એ આકડાઓનો ઉપયોગ કર્યો છે. અર્થાત્

૧=સમ

૨=તાલી

૩=ખાલી અથવા કાલ

આ લેખનપદ્ધતિની આથી વધારે હકીકત ગાધર્વ મહાવિદ્યાલય તરફથી બહાર પડેલ ' મગીततत्त्वदर्शक '' નામની ચોપડીમા છે. વાચકોને તે ચોપડીની હુ ભલામણ કરૂ છુ

---

# પરિચય

ગોપિકાની ગોરસી ભરેલી

ભરપૂર કાવ્યનો સ્રોત અને તેને બરાબર વર્ણન કરનારો ઢાળ આ રાગમા હોવાથી પરંપરા આનદ આવે છે તાલની તિસ્ર જાતિ હોવાથી અને તે રમને અનુકૂળ પડવાથી હૃદયનુ પ્રકટીકરણ વિશેષ થયુ છે “અમૃતની હેલી” કોઈએ જોઈ હશે કે કેમ તે સવાલ છે, પણ ‘આત્મામા અમૃતની હેલી એ ગાતા અમૃતના ઘુટડાનો અનુભવ તો થાય છે જ

‘શ્યામ રગ સમીપે ન જાવુ

અત્યત પ્રેમને લીધે ઉપજતો સાત્ત્વિક ક્રોધ આમા ભરપૂર છે રાગ અનુકૂળ હોવાથી વિશેષ સ્પષ્ટતા છે

રણના રણશીંગા વાગિયા’

રાગ સિધુડા આ રાગ પ્રોત્સાહન આપે છે એ જ ભાવ પુસ્તકમાથી મળશે

“રે શિર સાટે નટવરને વરિયે

વીરરસ વેદાન્તની ભાષામા કેવો વર્ણવ્યો છે! પ્રત્યેક લીટીનુ સગીત સુષુપ્તાવસ્થામાથી પણ જાગૃત કરે છે

“શોભા સલૂણા શ્યામની ’

આ પદમા ભરપૂર કાવ્ય અને સગીત હોવાથી આતુરતાનો ભાવ જણાય છે

'હરિ વેણુ વાય છે રે હો વનમા

અને

'કાન તારી મોરલીએ જી રે મરમો ઘેલો કીધો'

સારા ગાયકનુ ગાયન સાભળ્યા પછી તેનો અનહત નાદ ઘણા વખત સુધી શ્રોતાના કર્ણમા ગુજી રહે છે એ અનુભવ પ્રસિદ્ધ છે તે કેવી રીતે ગુજી રહે છે તેનુ સ્પષ્ટીકરણ પ્રસ્તુત પદોમા છે તાલ દાદરો, અને તે વિલબિત લયમા હોવાથી પદના શબ્દો તેના ભાવાર્થને અનુસરીને છૂટા પાડવા સહજ થઇ ગયા છે આમા જે વીણાકાવ્ય (lyric) છે તેથી મૂળ ભાવ અતરમા ગુજી રહે છે ભગવદ્ભક્તિમા ખરેખર મસ્ત થવુ હોય તો આવા પદો જરૂર મદદરૂપ થાય

"પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમુ રે લોલ"

આમા વીણાકાવ્ય (lyric) વધારે છે વળી તાલ ઝડપથી આવતા હોવાથી કૂચનુ ગાયન (marching song) યાદ આવે છે

"રૂડી ચન્દ પુનમની રાત રે, સુદર વેણુ વાગે, વેણુ વાગે"

શરદ પુનમની રાત ઉપર કોણ આશક નથી? તેમા વળી સગીત નો વધારો થાય ત્યારે કહેવુ જ શુ? કૃષ્ણના રાસનુ જેવુ વર્ણન આપણે સુસસ્કૃત સગીતમા સાભળીએ છીએ તેવુ જ આમા પણ મળે છે આ પદના ગાનથી સાહજિક રીતે બસરી યાદ આવે છે

"કુવરને વારો જસોદા માવડી"

આ ગરબીમા ભાવ ભરપૂર છે અને એનો રાગ પણ અર્થને અનુરૂપ છે જસોદાની પાસે ફરિયાદ કરતા ગોપીઓ કૃષ્ણ ઉપર ખુબ ચીડાઇ ગઇ હતી તેનુ આમા વર્ણન છે આ વર્ણનની તેમજ સગીતની અસર તે દશ્યને આપણી સામે પ્રત્યક્ષ ઊભુ કરે છે

"રમવા આવો સુદર વર શામળિયા"

રાગ સારગ

આ રાસની પહેલી કડી વર્ષાઋતુના આરંભનો આબેહૂબ ખ્યાલ આપે છે એ કડી ગાતા જાણે આકાશ મેઘથી છવાયુ હોય અને વરસાદ વરસવાની તયારી થઈ રહી હોય એવો ભાસ થાય છે રાગ સારંગ કે તેને બદલે મલ્હાર રાગ જોઈએ એમ કોઈ કહે તો તે ખોટુ નથી, પણ જો આ રાસ પ્રસ્તુત ઢાળમા લગભગ ચારસો વરસથી ગવાતો આવ્યો હોય, તો તેમા સારંગ રાગનો જે ભાસ હાલમા આપણને થાય છે તે આપણને રાગના ઇતિહાસ તરફ લઇ જાય છે મલ્હારના અને સારંગના થાટમા બહુ જ ઓછો ભેદ છે મલ્હારનુ જે સ્વરૂપ પ્રાચીન ગ્રંથોમા આપ્યુ છે તે હાલના સારંગને મળતુ છે

' શહેરના સૂબો ક્યારે આવશે રે "

વડોદરાના મહારાજા મલ્હારરાવને અગ્રેજ સરકાર પકડી ગઇ તે વખતે વડોદરાની સ્ત્રીઓએ બનાવેલો આ ઐતિહાસિક ગરબો છે. આ કાવ્ય (ખાસ કરીને છેલ્લી ચાર કડીઓ) મલ્હારરાવ કેટલા લોકપ્રિય હતા તે સૂચવે છે જે પ્રસગો પ્રજાના હૃદયને હચમચાવી શકે છે તેમને જ લોકસગીતમા સ્થાન મળે છે જનતાના વિરાટ્ હૃદયનુ આવિષ્કરણ મોટા પ્રસગે જ થાય છે

" આજની ઘડી રળિયામણી "

પ્રિય વસ્તુનો લાભ થવાથી જે આનદ થાય છે તે દર્શાવવાને શબ્દ સમર્થ થતા નથી તેવી સ્થિતિમા સંગીત કેટલુ કામ કરે છે. અને કેવી રીતે તે ભાવને આપણી સન્મુખ ખડો કરે છે તેનો આ એક દાખલો છે.

" કુંજલડી રે સંદેશો અમારો. "

રામાયણમા સીતાજીના વિયોગ પછી રામ ઘેલા થયા હતા અને જે કોઇ ચેતન કે જડ વસ્તુ તેના જોવામા આવતી તેને સીતાજીની ખબર પૂછતા હતા. અહિ કુંજલડીને સમજદાર કલ્પીને અને પોતાને સાખ કાઠાના પખીડા કલ્પીને કવિ વાલમને સદેશો મોકલે છે. આવા સયોગમા સંદેશ કહેનાર રાગ હોય તો તદ્દન બરાબર છે.

પ્રસ્તુતમા રાગની ગોઠવણુ સુદર હોવાથી તેમા રહેલુ કાવ્ય દીપી ઊઠે છે

"મારૂ સોનમાનું બેડુ, ગોવાલણી રે લોલ'

સાધારણુ મનુષ્યમા સગીતની કદર હોય તો તેઓ પોતાના ભાવ પોતાની સાદી ભાષામા કેવી રીતે સ્પષ્ટ કરે છે તેનો આ દાખલો છે. આ ગરબીમા આવેલા શબ્દો અત્યત સાદા છે, છતા ગાયન તાલ અને સ્વરમા બધબેસ્તુ હોવાથી રસ ખૂબ જામે છે ગાયનસ્રોતનો અવાજ સાભળીને આપણે તેના ચક્ર ઉપર ચઢીએ છીએ આ પદનુ સગીત પાણીના ધોધના જેવુ છે

"આશાભર્યા રે અમે આવિયા '

'શરદ પુનમની રાતડી "—આ લીટી શરદઋતુની ચાદની અને તેમા ચાલતા રાસ ગરબા વગેરેને નેત્ર સામે ખડા કરે છે આ રાસ સાભળતા જ આપણે પણ તે રાસના એક ભાગીદાર હોઇએ એમ લાગે છે આનુ કારણ આ ગગની શાત રસ ઉત્પન્ન કરવાની શક્તિ તથા ધીમો તાલ છે.

"હસા રાજા, રહી જાઓ આજની રાત,

રાગ ભૈરવી

આત્મારૂપી હસ દેહરૂપી પિજરમાથી ઉડી જાય છે ત્યારે દેહનુ આત્મા પ્રત્યે આ કહેવુ છે દુન્યવી પ્રપચ બધો જૂઠો છે એવી ચેતવણી અપાય છે ત્યારે જોગી, કાલિગડા જેવા રાગ પસદ કરવામા આવે છે.

"વહેલા આવજો મહારાજ."

આ ગરબીમા હીંચકાઓ ભરપૂર હોવાથી ભાવ સ્પષ્ટ છે તાલના વિભાગો સ્પષ્ટ કરી બતાવવાની જરૂર છે, તેથી રસ બરાબર સચવાય છે.

'ભીંજે મારી ચુદલડી "

આ પદમા નૃત્યની પરિસીમા છે નૃત્યના સારા સારા અંગવિક્ષેપો આમા આવી જાય છે વિલબિત લય રાખવાથી ભાવ સ્પષ્ટ થાય છે.

"ઓ વાસલડી, વેરણ થઇ લાગી રે વ્રજની નારને "

રાગ માગ્ન આ રાગમા શાંત રસ છે આ પદ જ્યાર વિલં-બિત લયમા ગવાય છે, ત્યારે શાંત રસની પૂરેપૂરી જમાવટ થાય છે ગાયક મુગ્ધ થાય એમા તો કઈ નવાઈ નહિ, પણ સાભળનાર પણ એની જોડે મસ્ત બની જાય છે. આ પદના ભાવાર્થ જોડે સુરદાસના નીચેના પદના ભાવાર્થને સરખાવો —( રાગ રત્નાકર, પૃ ૫૫ )

बसुरी तू कवन गुमान भरी ।
सोने की नाही रुपे का नाहीं नाहीं रतन जरी ॥
जात सिफत तेरी सब कोइ जाने मधुवन की लकरा ।
क्यारा भयो जब हरि मुख लागी बाजत विरह भरी ॥
सूर श्याम प्रभु अब क्या करिये अधरन लागत री ॥

' અમ્મા વીરાને જાઉં વારણેરે લોલ. "

ભાઈ બહેનના શુદ્ધ પ્રેમના અવ્યાહત પ્રવાહનુ દર્શન આ કાવ્યમા થાય છે

' માના નયણાની આળસ રે '

રાગ વડહંસ અથવા ઝીંઝોટીમા વિશેષ શોભે છે, કારણ કે કાવ્યમા ભરેલુ દર્દ દર્શાવવા આ બે રાગ અત્યંત બંધબેસતા આવે છે ઝીંઝોટીમા ભાવ વ્યક્ત કરવાની અપાર શક્તિ છે અને વડ-હંસમા વ્યાકુળતા વિશેષ છે પણ એક પછી એક એમ બન્ને રાગમા દરેક લીટી ગાવાથી અસર બહુ સુંદર થાય છે આખુ પદ હૃદયના તારને તો હલાવે છે જ પણ તેમાયે જો બન્ને રાગનો મળાપ થાય તો તેનો ઝણકારો લાંબા વખત સુધી અંતરમા રહી રહે છે

' બેનડને જોજે જગતમા આ ભાસ,
સીતાજીના મહિનાનો રાગ

આ પદ દુન્યવી પ્રપંચ કેવળ આભાસ છે એમ બતાવે છે આ જ ભાવ દર્શાવતા બીજા ઢાળોની સાથે આ ઢાળ સરખાવીશુ તો તેમા આ ઢાળ ચડશે જ

# રાસ અને ગરબીઓ

## ગીત—૧

### આજની ઘડી રળિયામણી

હા રે, મારો વાલો આવ્યાની
વધામણી હો જી રે, વધામણી હા જી રે   આજની૦
હા રે હું તો મોતીડાના ચોક પુરાવતી,
હા રે મારા વાલીડાની આરતી ઉતારતી
હો જી રે ઉતારતી હો જી રે   આજની૦
હા રે અમે જ્યા'તા વાલમજીને વારણે
હા રે મેતા નરસૈંના સ્વામી ઉભા
બારણે હો જી ર, ઉભા બારણે હો જી રે   આજની૦

### **આજની ઘડી** (પાઠાંતર)

સખી આજની ઘડી રળીઆમણી રે
મારો વાલો આવ્યાની વધામણી રે
પુર પુર સોહાણુ સાથીઓ રે
મલપતો આવ્યો હરિ હાથીઓ રે
સખી મોતીડે ચોક પુરાવીએ રે
આપણા નાથને પધરાવીએ રે
સખી ફૂલડે પાગરણુ ભરાવીએ રે
ત્યા છબીલાજીને પધરાવીએ રે
સખી નીર ગંગાજળ લાવીએ રે
રૂડા ચત્રભૂજના ચરણા પખાળીએ રે
સખી ચાર સોહાગણુ આવશુ રે
આપણા નાથને વધાવશુ રે
સખી આ રસ મીઠો અતિ મીઠડો રે
મેતા નરસૈંયાનો સ્વામી દીઠડો રે

## ગીત—૨

ફળ હાલ્યા ને વાદળ ઊમટ્યા,
(એજી) ગોકુળમાં ટહુક્યા મોર,
મળવા આવો સુંદર વર શામળિયા
તમે મળવા તે ના'વો શા માટે
(હાંરે) તમે છો રે સદાયના ચોર મળવા આવો૦
તમે ગોકુળ ગૌ ધેનુ ચારતા
(હાંરે) તમે ભરવાડોના ભાણેજ મળવા આવો૦
મેતા નરસૈંના સ્વામી શામળા
અમને તેડી રમાડ્યા રાસ મળવા આવો૦

## ગીત—૩

રે શિર સાટે નટવરને વરિયે
રે પાછા તે પગલા નવ ભરિયે — રે શિર૦

રે અંતર દૃષ્ટિ કરી ખોળ્યું
રે ડહાપણું ઝાઝું નવ ડોળ્યું
એ હરિ સારૂ માથું ઘોળ્યું — રે શિર૦

રે સમજ્યા વિના નવ નીસરિયે
રે રણમધ્યે જઇને નવ ડરિયે,
ત્યાં મુખ પાણી રાખી મરિયે — રે શિર૦

રે પ્રથમ ચડે શૂરો થઇને
રે ભાગે પાછો રણમાં જઇને
તે શું જીવે ભુંડું મુખ લઇને — રે શિર૦

રે પહેલું જ મનમાં ત્રવડિયે
રે હોડે હોડે જુદ્ધે નવ ચડિયે,
જો ચડિયે તો કટકા થઇ પડિયે — રે શિર૦

રે રંગ સહિત હરિને રટિયે
રે હાક વાગે પાછા નવ હટિયે
બ્રહ્માનંદ કહે ત્યાં મરી મટિયે — રે શિર૦

---

## ગીત—૪

મારા પ્રભુજી ને પાચસે પાકડા,
નવસે મેનુ દુજે. એલા નદના ગોવાળી.
શેમા દોશુ ને શેમા વલોશુ,
શેમા છાશુ કરશુ, એલા નદના ગોવાળી
સાત સમદર ગોળી રે કીધી
માકડી કીધી ચદન ની, એલા નંદના ગોવાળી
નવકુળ નાગના નેતરાંરે કીધા,
મેરૂ કીધો રવાયો, એલા નદના ગોવાળી.
હુ રે નાનકડી વલોણુ ભારે,
એકલડી કેમ તાણુ, એલા નદના ગોવાળી
સાસુ ને મારી ગામ સધાવ્યા,
નણુદલડી રીસાણા, એલા નદના ગોવાળી.
માતા જશોદા કાનુડાને મેલો
મહીડા વલોવા મારા, એલા નદના ગોવાળી.
માગો તે કાન ગોપી ભોળો ને ભોળો,
મહીડાના વાત શુ જાણે, એલા નદના ગોવાળી
એક કોર કાનજી કાળા વલોવે,
એક કોર રાધકાજી ગોરા, એલા નદના ગોવાળી
હળવે હળવે નેતરા તાણો કાનાજી,
નદવાશે મારી ગોળી, એલા નદના ગોવાળી
નદવાશે ગોળી, મારી ચોળી છટાશે,
નવરગ ચુદડી ભીંજાશે, એલા નદના ગોવાળી
એટલુ કીધુ, ને કાન રીસાવી ચાલ્યા,
જઈ વનગાવન વસ્યા એલા નદના ગોવાળી
ચાલો દેરાણી, ચાલો જેઠાણી,
કાન મનાવાને જાઇએ, એલા નદના ગોવાળી

## ગીત—૫

મારૂ સોનાનુ બેડ઼, ગોવાળણી રે લોલ,
મારી રૂપનલા ઇંઢોણી, ગોવાળણી રે લોલ
હુ તો સરોવર પાણી ગઇતી, , ,,
મે તો બેડુ મેલ્યુ આરે, , , ,,
હુ તો વાડીમા સીધ્રાવી, ,, ,,
હુ તો ફૂલ વીણી લાવી, ,, ,, ,,
• ફૂલ માલણને આપ્યા, , ,, ,,
માલણ હાર ગુથી લાવ્યે, , ,, ,
હાર બેડે ચડાવ્યો, ,, , ,

## ગીત—૬

કાન તારી મોરલીઅ જીરે ગગ્ગો ઘેલો કીધો
સમી સાજની આરે મોરલડી ક્યારે વાગી
માજમ ગતની હોરે ઉદાસણ ત્યારે વાગી
અધ ગતની આરે વેગાગણ ક્યારે વાગી
કાન તારી મોરલીએ જીરે મા ને બાપ મેલ્યા
સમી સાજની જીરે મોરલડી ક્યારે વાગી
માજમ ગતની હોરે ઉતાપણ ક્યારે વાગી
અધરાતની આરે વેરાગણ ક્યારે વાગી
કાન તારી મોરલીએ જીરે ભાઈને ભોજાઇ મેલ્યા
સમી સાજની આરે ઉતાપણ ક્યારે વાગી
માજમ ગતની હોરે મોરલડી ત્યારે વાગી
અધ ગતની આરે વેગાગણ ક્યારે વાગી
કાન તારી મોરલીએ જીરે ધાવતા બાળ મેલ્યા
સમી સાજની આરે મોરલડી ક્યારે વાગી
માજમ ગતની જીરે ઉદાસણ ક્યારે વાગી
અધ ગતની હોરે વેગાગણ ત્યારે વાગી

---

## ગીત—૯

વાટકીમા કેસર ઘોળ્યા વાલમજી

ઉગ્યો છે રગનો છોડ, રગમા રોળ્યા વાલમજી

સાસુ ભુડી, સસરાનુ ચાલે વાલમજી,

મારા કર્યા ન થાય, રગમા રોળ્યા વાલમજી

વાટકીમા કેસર

ઉગ્યો છે

જેઠ ભુડો, જેઠાણીનુ ચાલે વાલમજી,

મારા કર્યા ન થાય રગમા રોળ્યા વાલમજી

વાટકીમા કેસર .

ઉગ્યો છે ..

દેર ભુડો, દેરાણીનુ ચાલે વાલમજી

મારા કર્યા ન થાય રગમા રોળ્યા વાલમજી

વાટકીમા

ઉગ્યો છે ..

---

## ગીત—૮

આશા ભર્યા અમે આવીયા ને મારે વાલે ગ્માડ્યા ગસરે
આવેલ આશા ભર્યા
નન્દ ગ્નમની નાતડી ને કાંઈ ચાદો ચડ્યા આકાશ રે
આવેલ આશા ભયા
કનાગ દેશુ ઓરડારે એને દેશુ મેડી કેગ મ્હોલરે
આવેલ આશા ભર્યા
દાતણુ દેશુ દાડમીરે એને દેશુ કણેરી કામરે
આવેલ આશા ભયા
નદવણુ દેશુ કુંડિયુંરે એને દેશુ નદી કેગ નીરરે
આવેલ આશા ભયા
ભોજન દેશુ લાપશીરે એને દેશુ કઢીયલ દૂધ રે,
આવેલ આશા ભયા
મુખવાસ દેશુ એલચીરે એને દેશુ પાન પચાસ રે,
આવેલ આશા ભયા
પોઢણુ દેશુ ઢાલીઆરે એને દેશુ હીંડોળા ખાટ રે,
આવેલ આશા ભયા

---

## ગીત—૯

હારે દાણ માગે રે દાણ માગે,
હારે તારી મીઠડીના બોલ બાણ વાગે રે — દાણ માગે૦

હારે કા'ન કીયા મુલકનો સુબો
હારે કા'ન મારગ વચ્ચે ઉભો રે — દાણ માગે૦ ૧

હારે કાન કીયા મુલકનો રશીયો
હારે મારા મારગ વચ્ચે વશિયો રે — દાણ માગે૦ ૨

હારે કાન કિયા મુલકનો દાણી,
હારે કા'ન મારી નવરંગ ચુંદડી તાણી રે — દાણ માગે૦ ૩

હારે કાન કિયા મુલકનો મેહેતો,
હારે કાન મારગ વચ્ચે રહેતો રે — દાણ માગે૦ ૪

હારે કાન રમે જમુનાને આરે,
હારે એમા કોણ જીતે ને કોણ હારે રે — દાણ માગે૦ ૫

હારે કાન નથી સાકર નથી મેવા,
હારે ખાટી છાશમા શુ આવ્યો લેવા રે — દાણ માગે૦ ૬

હારે મેહેતા નરસૈંના સ્વામીને વારી
હારે ગૌ ગોવાળીઆમા ચારી રે — દાણ માગે૦ ૭



## ગીત—૧૦

વેણી ગૂથી, ને મહી ફૂલ હુ તો ભૂલી,
ભૂલ્યુ ભૂલાય કેમ એમ ?
અલબેલડી !
વેણી ગૂથી ને મહી ફૂલ હુ તો ભૂલી
ઉગી આષાઢ કેરી વાદળી આકાશે
દીઠો મહી ભર્યો પ્રેમ
અલબેલડી !
વેણી ગૂથી, ને મહી ફૂલ હુ તો ભૂલી
વાદળીમા વીજળીની વેલડી ઝબકે
દીઠી મહી રસઆખ,
અલબેલડી !
વેણી ગૂથી ને મહી ફૂલ હુ તો ભૂલી
વાડીમા મોગરા ફૂલા કરી ગયા'તા,
દીઠી મહી રૂપપાખ,
અલબેલડી !
વેણી ગૂથી, ને મહી ફૂલ હુ તો ભૂલી
મોહુ શુ આભની પે પાર કોઈ ગાજ્યુ,
સુણ્યા મહી મુજ કાન્ત
અલબેલડી !
વેણી ગૂથી ને મહી ફૂલ હુ ભૂલી
અગુલિના સ્પર્શ સમા ફોરા અડ્યા, ત્યહા
નાઠી હુ ઓરડ એકાન્ત,
અલબેલડી !
વેણી ગૂથી ને મહી ફૂલ હુ તો ભૂલી

## ગીત—૧૧

જોયા જગત ધૂમી એક જોગીરાજને
પુરાતન ભારતને ચોક અલબેલડી !
જનનીએ દીધ એવા એક જોગીરાજને
જગાવ્યા જેણે ચૌદ લોક અલબેલડી !
જોયા જગત ધૂમી એક જોગીરાજને૦

કર્ણે સુણ્યા'તા સાચા એક જોગીરાજને
મુખડે જેને અમૃત બોલ અલબેલડી ! જો
હૃદય પુજ્યા'તા એક જોગીરાજને !
તપના ત્રિખંડ રવિ તોલ અલબેલડી !
જોયા જગત ધૂમી એક જોગીરાજને૦

જાણ્યા'તા જીવી જીવન એક જોગીરાજને,
ભર્યાં અમૃતે જેના ઉર અલબેલડી !
નિરખ્યા-એ પરખ્યા મુજ દેશ જોગીરાજને
નયણે જેને તીજ-નુર. અલબેલડી !
જોયા જગત ધૂમી એક જોગીરાજને૦

## ગીત—૧૨

ગમ લક્ષ્મણને વનમા સીધાવતા,
મતી સીતાને આવતા સાથ,
કહે રઘુનાથ પધારો પીયરભણી
નહીતો અહિ રહો સસરાના રાજ્યમા,
હેતે હળી મળી સાસુ સગાત,
નહીતો જોડી હાથ પધારો ૧
અમે વસ્તીમા નહી વસીયે વીનતા,
અમે કરશુ જઈ વનવાસ,
તમે પામો ત્રાસ, પધારો ૨
નાથે રથ કે ઘોડ નહી ગખીયે,
નહી ગખીયે દાસી કે દાસ,
કોઈ અમ પાસ, પધારો ૩

---

## ગીત—૧૩

આજે સાહેલી ! મ્હારે અજવાળા ઉગિયા
ઉગ્યો આયુષ્યનો આનન્દ
મુખડાને મરકલડે રે
કીધાં અમીની મ્હેં અમૃત પાઇને,
વગ્યો રસીલો રસચન્દ
મુખડાને મરકલડે રે
આછુ-આછુ હુંગે, ન હેરી હેરી હસે
બોલે અબોલ કાંઈ બોલ
મુખડાને મરકલડે રે
ટહુકે વસન્તગીત કીકીની કોકિલા
ડોલે ભ્રકુટિના હિંડોલ
મુખડાને મરકલડે રે
હૈયાને આભ એની ઝબકે છે વીજળી
પ્રગટે છે પ્રેમના પન્થ
મુખડાને મરકલડે રે
પૂર્ણાની પ્રભુતામાં પ્રભુ શો પ્રકાશતો
જો ! જો ! સાહેલી ! મ્હારો કન્થ
મુખડાને મરકલડે રે

---

## ગીત—૧૪

ઝીણા ઝરમર વરસે મેહ,
          ભિંજે મ્હારી ચુંદડલી·
એવો નીતર કૌમારનો નેહ,
          ભીંજે મ્હારી ચુંદડલી
આજે ઝમે ને ઝરે ચન્દ્રીની ચન્દ્રિકા
          આજ રસિક કોઈ આલા રે,
ભીંજે નખ્યા ભીંજે શરફ અલબેલડી
          ભીંજે મ્હારા હૈયાની માલા·
          હો ! ભીંજે મ્હારી ચુંદલડી
વનમા પપૈયો પેલો પિયુ પિયુ બોલ,
          ટહુક મયુર ફેરી વેણા રે
ટમ ટમ ટમ ટમ વાદળી ટમકે,
          ટમકે મ્હારા નાથના નણા
          હો ! ભીંજે મ્હારી ચુંદડલી
આનન્દકન્દ ડોલે સુન્દરીના વૃન્દ, ને
          મીઠા મૃદંગ પડછન્દા રે
મન્દ મન્દ હેરે મીટડી મયંકની,
          હેરે મ્હારા મધુરસચન્દા !
          હો ! ભીંજે મ્હારી ચુંદડલી

---

## ગીત—૧૫

ગોરસ લેઇ લેઇ પીજો,

હો ! ગોપિકાની ગોરસી ભરેલી

વદને છે હેમજ્યોત,

નયને છે પ્રેમજ્યોત,

આત્મામા અમૃતની હેલી'

હો ! ગોપિકાની ગોરસી ભરેલી

હૃદયાની આશ એક,

રસિયાના રાસ એક,

પ્રેમીની પ્યાસ ના છીપેલી

હો ! ગોપિકાની ગોરસી ભરેલી

---

## ગીત—૧૬

પીતળ લોટા જળે ભર્યા રે,
દાતણ કરતા જાઓ રે મલ્હારરાવ,
શહેરનો સુબો ક્યારે આવશે રે,
દાતણ કરીશુ વાડીએ રે,
ફરતી ફિરંગીની ફોજ રે મલ્હારરાવ,
શહેરનો સુબો ક્યારે આવશે રે
ચીની તે પ્યાલા તેલ ભર્યા રે મર્દન કરતા, શહેરનો૦
મર્દન કરીશુ વાડીએ રે, ફરતી૦, શહેરનો૦
તાંબા તે કુંડીઓ જળે ભરી રે, નહાવણ કરતા૦, શહેરનો૦
નહાવણ કરીશુ વાડીએ રે, ફરતી૦ શહેરનો૦
ગધી રસોઇઓ એમ રહી રે, ભોજન કરતા૦ શહેરનો૦
ભોજન કરીશુ વાડીએ રે, ફરતી૦, શહેરનો૦
પાન સોપારી ને એલચી રે, મુખવાસ કરતા૦, શહેરનો૦
મુખવાસ કરીશુ વાડીએ રે, ફરતી૦ શહેરનો૦
સોના તે કેરા સોગઠા રે, રમત રમતા૦, શહેરનો૦
રમત રમીશુ વાડીએ રે ફરતી૦, શહેરનો૦
હીંચણ સમો ઢોલિયો રે, પોઢણ કરતા૦ શહેરનો૦,
પોઢણ કરીશુ વાડીએ રે, ફરતી૦, શહેરનો૦
ક્યાંથી આવ્યા પીટયા જાગલા રે,
માથે ટોપી ને ભૂરો વેશ રે, મલ્હારરાવ, શહેરનો૦
રાણી રૂવે રંગ મહેલમા રે,
દાસીઓ રૂવે દરબાર રે, મલ્હારરાવ, શહેરનો૦
હાટે રૂવે હાટ વાણીઓ રે,
ચોરે રૂવે ચારણ ભાટ રે, મલ્હારરાવ, શહેરનો૦
શહેર છોડી સૂબો નીસર્યો રે,
લીધી નડિયાદની વાટ રે, મલ્હારરાવ, શહેરનો૦

## ગીત—૧૭

હરિ વેણુ વાય છે, રે હો વનમા,
તેનો પ્રેહ વાધ્યો, મારા તનમા,
ચિત્તડામા ચટ્ટપટી, રે હો લાગી,
જીવણુ જોવાને હુ જાગી
રસિયાજીને, રે હો રાગે,
વ્યાકુળ કીધા છે વૈરાગે,
ગતમત ભૂલી, રે હો ગૃહની,
વનમા વાસળી, વાગી ગ્રેહની
સેયે કાજગ, રે હો સાર્યા,
પ્રેહમા બાળકને રે વિસાર્યા,
ધીરજ ટળિયા રે હો ધ્યાને,
કકણુ નેપુર પેહર્યા કાને
પ્રીતે પરવશ, રે હો કીધા,
લજ્જા લોપી, મન હરી લીધા,
વાલમ બોલ્યા, રે હો વનમા,
મુળદાસ મહાસુખ, પામ્યા મનમા,
હરિ વેણુ વાય છે, રે હો વનમા

---

## ગીત—૧૮

લાલજી કારતક મહિને રથ જાદવરાયે જોતર્યા,
હો લાલ વે'લા આવજો હો લાલ ૧

લાલજી માગશર મહિને મેલી મથુરા ગયા,
હો લાલ વહેલા આવજો હો લાલ ૨.

લાલજી પોષ મહિને પોપટ બેઠો પાંજરે,
હો લાલ વહેલા આવજો હો લાલ ૩.

---

## ગીત—૧૯

### રાગ સારગ

આ શો રૂડો બસી બટનો ચોક કે,
મળી મહી વેચવા રે લોલ
મારગ મજિયા મારા નાથ કે,
મુજને આતરી રે લોલ
ફોડયા મારા મહીના માટ કે.
ગોગ્મ માગ ઢોળિયા રે લોલ
ગોપી ચાલી નદ દગ્બાગ કે,
ગો ્ળ ગામના ર લાલ
વારો જશોદા તમાગ કહાન કે.
નિત આડી કરે રે લોલ
ફોડયા મારા મહીના માટ કે,
ગોરસ માગ ઢોળિયા રે લોલ
જશોદાને ચડી છે ગ્રામ કે,
નટકે ાસર્યા રે લોન
હાથમા લીધી કરણના ન્ાગી કે,
કૃષ્ણ કદ ૧ ચડયા રે લોલ
ઉતરો ઉતરો માન બાળ ક
કહુ બક ાવ ાતિ રે લોન
માતા જશોદા તમારાં આણ ક
ગોપા સર્વ જૂઠડી રે લોલ

---

## ગીત—૨૦

### સિંધ કાફી

આવોને નંદલાલા રમવા આવોને રે;
નિરભે થયા છો નાથ, રમવા આવોને રે ટેક
કારતક તો મે કષ્ટે કાઢ્યો,
ભર દરિએ જેમ જહાજ, રમવા આવોને રે,
માગશર મહિને મારગડે મેલી,
હવે અમારૂ કોણ છે બેલી,
ગિરધર વિના થઇ ઘેલી, રમવા આવોને રે ૨
પોષ માસે જીવન પ્રાણ તજુ છુ,
લોકડિયાની લાજ લોપુ છુ,
મંસાર તાજ કરૂ છુ, રમવા આવોને રે ૩

## ગીત—૨૧

### સારંગ

ઓ વાસલડી, વેરણ થઇ લાગી રે વ્રજની નારને,
શુ શોર કરે, જાતલડી તારી તુ મન વિચારીને

તું તો જંગલ કાષ્ટ તણો કટકો,
રંગ રસિયે કીધો રંગ ચટકો,
અલી તે પર આવડો શો લટકો, ઓ વાસલડી૦

તુંને ક્હાન વર કરમા રાખે,
તુ અધર તણો રસ નિત ચાખે,
તું તો અમને દુખડા બહુ દાખે ઓ વાસલડી૦

તુ તો મોહનના મુખ પર મ્હાલે,
તું જ વિના નાથને નવ ચાલે,
તું તો શોક્ય થઇ અમને સાલે, ઓ વાસલડી૦

તુંને હરિએ હાથ ગ્રહી લીધી,
તુંને સૌમા શિરોમણિ કીધી,
ક્ષણ મુખથી નવ મૂકે વાલી, ઓ વાસલડી૦

હુ તુજને આવી નવ જાણતી,
નહિ તો તુજ પર મહેર ન આણતી,
તારા ડાળ મૂળ સાહીને તાણતી, ઓ વાસલડી૦

દયા પ્રીતમની પૂરણ પ્યારી,
તુને અળગી નવ મૂકે ન્યાળી,
તારો ભેદ ગુણ દિસે ભારી, ઓ વાસલડી૦

## ગીત—૨૨

**પહાડી**

શોભા સલુણા શ્યામની, તુ જોને સખી, શોભા૦
કોટિ કંદર્પ લજાવે એનુ મુખડુ,
        ફીકી પડે છે કળા જામિની, તુ જોને૦

સદ્દગુણસાગર નટવર નાગર,
        બલિહારી એના નામની. તુ જોને૦
કોટિ આભૂષણનુ એ રે ભૂષણ,
        સીમા એ છે અભરામની, તુ જોને૦
જે એને જાણે તેને એ સાર સર્વનો,
        બીજી વસ્તુ નથી કામની, તુ જોને૦
અનુપમ એ અલબેલો રસિયો,
        જીવનમણી દયારામની, તુ જોને૦

સખી નોમે તે નાખ્યો તીર રે,
જઇ વાગ્યો મરગને શરીર રે,
ધાજો ધાજો લક્ષ્મણ વીર, રઘુપતિ૦
સખી દશમે કહે લક્ષ્મણને રે,
બેલી વીરો બોલાવે છે તમને રે,
આડી આણ દીધી છે અમને, રઘુપતિ૦
સખી એકાદશી ઉપવાસીરે,
લંપટ લેવાનો લાગ તપાસીરે,
રાવણ સીતાને લઇ ગયો નાસી રઘુપતિ૦
સખી બારશે હનુમાન બળિયો રે,
ઠેકી સમુદ્રને પાર નીકળિયો રે,
જઇ જોગમાયાને મળિયો, રઘુપતિ૦
સખી તેરશે ત્રંબાળુ બાગે રે,
હાક હનુમાન કેરી વાગે રે,
લાય લંકાગઢમા લાગે, રઘુપતિ૦
સખી ચૌદશે ચિત્ત વિચારી રે,
કાજ વાદરની રચી સારી રે,
રામે રાવણને નાખ્યો મારી, રઘુપતિ૦
સખી પુનમે પ્રભુજી આવ્યા રે,
થાળ ભરી મોતીડે વધાવ્યા રે,
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ૦
સખી પંદરે તથો થઈ પૂરી રે,
એમા એકે નથી અધૂરી રે,
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ૦

## ગીત—૨૪

હારે સખી દીઠો ડોલરિયો કાળ દરીને કાંઠે ઉભો રે,
પ્રાણજીવને રૂડું પહેર્યું પીતાંબર હારે મોર મુગટ મનોહર ધરિયો
વાંસળી વગાડેને મોહ પમાડે હારે જુઓ ચાળા જાદુડાનો ભરિયો
ભીને વાને પણ ભલો શોભે છે હારે પહેલો ગુંજાનો હાર હઇયે ધરિયો
વઢનારી નારીઓ તો કહે છે વઢકારો હારે મને લાગેછે ડા'પણનો દરિયો
માકડા લઇને કાલે માખણ માગતો હારે મારા
ફળિયામા ઘેર ઘેર ફરિયો.
ડેકવાગ આગણે નચાડયો નાનકડો હારે પેલો કાનકુવર કેસરિયો,
રંગીલો નાથ ઋષિરાજ કહે રૂપાળો હારે એ તો
આપણે કાજે અવતરિયો.

---

•

## ગાન— ૫

ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.
મોંઘામૂલો છે મારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો સુહાગી ગગનચાંદલો રે લોલ
બીજો સુહાગી મારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ

રાજા તો વિરાજે રાજમન્દિરે રે લોલ
પારણે વિરાજે મારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ

ચંપો ખીલે છે ફૂલવાડીમાં રે લોલ
કુળમાં ખીલે છે મારો વીર જો !
ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ

આંગણે ઊજાસ મારે સૂર્યનો રે લોલ
ઘરમાં ઊજાસ મારો વીર જો !
ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ

એક તો આનંદ મારા ઉરનો રે લોલ
બીજો આનંદ મારો વીર જો !
ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ,

દેવે દીધી છે મને માવડી રે લોલ
માડીએ દીધો મારો વીર જો !
ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ

---

## ગીત—૨૬

મહેમાનો ! ઓ વહાલા ! પુન પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ જે—
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો !
મહેમાનો ઓ વહાલા ! પુન પધારજો !
ઉન્નત ગિરિશૃંગોના વસનારા તમે
ઉતર્યા રંક ઘરે શો પુણ્યપ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી,
લેશ ન લીધો લલિત ઉરેનો લ્હાવ જો !
મહેમાનો ! ઓ વહાલા ! પુન પધારજો !

## ગીત—૨૭

કુંવરને વારો જશોદા માવડી,
વાછડા છોડીને વહાલો વનમા પધારે,
હાથે ગેડી ને પગે પાવડી, કુંવરને૦
નિત નિત ફરી વાલો વનમા સિધારે,
ગોવિંદ ચરાવે ગાવડી, કુંવરને૦
મોળિયુ મગડીને બાંધે માગે વાલો,
ધણી કઇ પેર આવડી કુંવરને૦
કોણ જાણે એ શુ ખાઇને જનમિયો,
કાંધે છે ભાતની કાવડી, કુંવરને૦
શાંતિદાસનો સ્વામી રસિક શિરોમણિ,
શીખ રી દઇએ આવડી, કુંવરને૦

---

## ગીત—૨૮

આવો આવોને સખિઓ ! આજ રસતાળી પાડી
કાંઇ ગજવો આપણી બ્હેન ! આ ગુર્જરી વાડી
હરિણી શી ચંચળ વાન, નાજુક ને નમણી,
ફૂલની કળી સમ સુકુમાર સૂરતની રમણી !
છબિ છટા ભરી, સોહાગ તપે મુખ મુગ્ધઉરા,
શુભ વડોદરાની વેલ સરિખી એ ચતુરા !
રૂડી ઠરેલ બુદ્ધિ વિશાલ સમજુ ને શાણી,
મુજ અમદાવાદની બ્હેન ! ઘરરખુ એ ગૃહિણી !
નિજ ઉરના વિવિધ વિલાસરંગે રંગેલી
મુમ્બઇની મોહનરૂપ સખિ ! એ અલબેલી !
અમૃતશા મીઠા બોલ, પણ જ્ઞાને અધૂરી,
એ કોકિલકંઠી નાર હાલારની મધુરી !
છો સુંદર રસિક ઉદાર, સહુ ભગિની આવો,
ગુર્જર જનનીની જેહ કુંવરીઓ કહાવો
જ્યાં સિંહણ નિજ સન્તાન ધવરાવે જાળે,
જ્યાં સાગર ઉછળે નીર મોતીની પાળે,
જ્યાં પ્રેમભક્તિના ગાન ભક્તજને ગાયા,
જ્યાં સ્થળસ્થળમાં ઇતિહાસ શૂરના મોહાયા,
એ અદ્‌ભુત દેશની બાળ, સ્મરીને વીર સતી,
સૌરાષ્ટ્ર તણી સન્નાર ! પધારો ભાવવતી
તેજસ્વી, મદડોલન્ત, જલની લક્ષ્મી જશી,

આવોને કચ્છની કોડ ભરલી યુવતિ ! હશી
આવો આવોને સહિયર ! આજ રસ ટહુક ગુંજો
કાંઈ ગજવો ગમતે ગીત નિજ ગુર્જરી કુંજો
આ તમ કાજે ભરી છાબ ગીતના ફૂલડાની,
લ્યો સત્કારો સમાળ ! એટલી મહેમાની
છે મુજ કુલની આ રીત, તાતે શીખવી ભલી,
આ ચરણ ધરૂં છું, બહેન વીરની વીરપસલી

---

## ગીત—૨૯

શ્યામ રંગ સમીપે ન જાવુ, મારે આજથકી શ્યામ રંગ—ટેક
જેમા કાળાશ તે સહુ એક સરખુ,
સર્વમા કપટ હશે આવુ. મારે૦
કસ્તુરીની તે બાદી કરૂ નહિ
કાજળ ન આખમા અજાવુ મારે૦
કોકિલાનો તે શબ્દ સુણું નહિ
કાગવાણી શકુનમાં ન લાવુ મારે૦
નીલાબર કાળી કચુકી ના પહેરુ
જમનાના નીરમા ન નહાવુ મારે૦
મરકત મણિ ને મેઘ દૃષ્ટે ના જોવા
જાબુ વત્યાક નહિ ખાવુ મારે૦
દયાના પ્રીતમ સાથે મુએ નીમ લીધો
મન કહે પલક ન નિભાવુ મારે૦

---

## ગીત—૩૦

### (પાલવડો મારો મેલો મોહનજી—એ રાગ)

કૃષ્ણ કામધેનુ દૂઝે અમારે
નિત્ય અમૃત રસ પીજિયે રે
નિત્ય અમૃત રસ પીજિયે હો રસિયા,
નિત્ય અમૃત રસ પીજિયે રે, કૃષ્ણ

ખાણુ ખુટણુ ને ચારો ન માગે,
(એનો) દોનાર દુખિયો ન થાયે રે,
અરણ્યુ ન રહે કોઈ અમારા કુળમા,
વાછરૂ નવ મરી જાયે રે કૃષ્ણ

ખારા ખાટા ને તીખા બીજા
અણુવૈષ્ણવ શુ જાણે રે,
જુગના જીવનજી જુગતે જોગવે,
દહી દૂધ ઘૃત ઘણુ આપે રે કૃષ્ણ

વલ્લભના સ્વામી પ્રભુ રસિક શિરોમણિ,
વૈષ્ણવ આનદ સુખ પામે રે, કૃષ્ણ



## ગીત—૩૧

સાત સમુદ્રની વાલે ગોળી રે કીધી,
મેરૂ પર્વત રવાયો રે લોલ,
 આજ મારે વલોણા—વાગ છે રે લોલ
માતા જસોદાજી તમારા કાનને,
મહીડા વલોવવાને મેલો રે લોલ, આજ૦
એક કોર કાનજી કાળા વલોવે,
બીજી કોર રાધિકાજી ગોરા રે લોલ, આજ૦
ભલે મળ્યો મેતા નરસૈનો સ્વામી
ગોપિયુ આનંદ પામી રે લોલ, આજ૦

---

## ગીત—૩૨

### (કુંવરને વારો જસોદા માવડી—એ રાગ

પારણિયે ઝૂલોજી નંદજીના લાલ,
ઝૂલોજી ઝૂલોજી, ઝૂલોજી, ઝૂલોજી, ઝૂલો પારણિયે૦
ઝગમગતા નીલમ નંગ જડિયા,
હીરા મોતીને લાલ પારણિયે૦
સોનેરી પામરીને તળાઈ મખમલ,
રેશમી દોરીવાળા, પારણિયે૦
જોવાને ત્રિલોક ટોળે જ મળિયા,
જુગના જીવનહાર, પારણિયે૦
દેવો આવીને પુષ્પે વધાવે
જય જય તારણહાર, પારણિયે૦
પુરષોત્તમને પ્રેમથી ઝુલાવું,
વારી વારી જાઉં નંદલાલ, પારણિયે૦
નાનકડા લાડકડા નટવર,
ઝૂલાવે વ્રજબાળા, પારણિયે૦



## ગીત—૩૩

### કેર કાંટો

હા કે રાજ !

વાવડીના પાણી ભગ્વા ગ્યાતા
મને કેર કાંટો વાગ્યો.

હા કે રાજ !

વડોદરાના વૈદડા તેડાવો
મારા કાટડીયા કઢાવો
મને પાટડીઆ બધાવો
મને કેર કાંટો વાગ્યો.

હા કે રાજ !

ઘોરાજીના ઢોલીયા મગાવો
માહિ પાથરણા પથરાવો
આડા પડદલા બધાવો
મને કેર કાંટો વાગ્યો.

હા કે રાજ !

ઘરમાથી રાંધણીયાને કાઢો
મારી ધુમાડે આખ્યુ દુખે
મને કેર કાંટો વાગ્યો

હા કે રાજ !

ઓશરીયેથી ખાંડણીયાને કાઢો
મારા ધબકે ખભા દુખે
મને કેર કાંટો વાગ્યો

હા કે રાજ !

આંગણીયેથી ગાવલડીને કાઢો
એના વલોણાને સોતી
મને કેર કાંટો વાગ્યો

હા કે રાજ!

સસરાજીને ચોવટ કરવા મેલો
મને ઘૂંઘટડા કઢાવે
મને કેર કાંટો વાગ્યો

હા કે રાજ!

સાસુડીને તીરથ કરવા મેલો
એના છોકરડાને સોતી
મને કેર કાંટો વાગ્યો

હા કે રાજ!

નણદડીને સાસરીયે વળાવો
એતો બાંધ્યા બચકા મોતી
મને કેર કાંટો વાગ્યો.

હા કે રાજ!

ફળીયામાંથી પાડોશણને કાઢો
એના રેંટીયાને સોતી
મને કેર કાંટો વાગ્યો

---

## ગીત—૩૪

### સીતાજીના મહિનાનો રાગ

જોજો, જોજો જગતના આ ભાસ, જન સહુ ! જોજો રે,
ઉડો ભાળી અનન્ત ઉજાસ આસુડા લ્હોજો રે
કાળા વાદળ ઉલટે અથાગ ભર્યાં અન્ધકારે રે,
ત્હો યે અનુપમ તેજ સોહાગ દિશાઓ પ્રસારે રે
સુની શોકની માઝમ રાત ઘેરી ઉતરશે રે,
મહીં ચન્દ્રની અમૃત ભાત ઝીણી ઝગમગશે રે
અયિ ! દુઃખ તણી મહા રેલ ક્ષિતિજ ફરી વળશે રે
દૂર દૂર ક્ષિતિજને મહેલ સુખડા સુહવશે રે
જોજો, જોજો વિધિના આ ફંદ, અલૌકિક જોજો રે,
ઉડો ભાળી અખંડ આનન્દ આસુડા લ્હોજો રે

---

## ગીત—૩૫

રૂડી શરદ પુનમની રાતરે, સુંદર વેણુ વાગે, વેણુ વાગે,
મારો વાહોજી રમિયા રાસરે, સુંદર વેણુ વાગે, વેણુ વાગે
વાહે નટવર ધરીયો વેશ રે, ,, ,,
એના ઘુઘરીઆળા ખેશ રે ,, ,,
ગોપી અતિ ઉતાવળા આવે રે ,, ,,
મોતી મુક્તાફળે જ વધાવે રે ,, ,,
દેહની શુધ બુધ સઘળી વિસારી રે, ,, ,,
નયણે નીરખ્યા તે શ્રી વનમાળી રે ,, ,,

## ગીત—૩૬

લોચન મનનો રે, કે ઝગડો લોચન મનનો,
રસિયા તે જનનો રે, કે ઝગડો લોચન મનનો—ટેક
પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ,
મન કહે લોચન તેં કરી, લોચન કહે તારે હાથ.
ઝગડો લોચન—૧

નટવર નિરખ્યા નેણ તે, સુખ આવ્યું તુજ ભાગ,
પછી બંધાવ્યું મુજને, લગન લગાડી આગ
ઝગડો લોચન—૨

સુણ ચક્ષુ હું પાંગળું, તું મારું વાહન,
નિગમ અગમ કહ્યું સાંભળ્યું, દીઠા વન ગયું મન
ઝગડો લોચન—૩

ભલું કરાવ્યું મેં તને, સુંદર વર સંજોગ,
મને તજી તું નિત મળે, હું રહું દુઃખ વિજોગ
ઝગડો લોચન—૪

વનમાં વ્હાલાજી કને, હુંય વસું છું નેણ,
પણ તુંને નવ મેળવે, હું નવ ભોગવું ચેન
ઝગડો લોચન—૫

ચેન નથી મન ક્યમ તને, ભેટે શ્યામ શરીર,
દુઃખ મારે જાણે જગત, રાત્રિ દિવસ વહે નીર
ઝગડો લોચન—૬

મન કહે ધીંગુ હૃદે, પ્રેમ પ્રગટ ત્યાં હોય,
તે તુજને લાગેરે નેણુ, તે થકી તું રોય.
ઝગડો લોચન—૭

